# હિંદુ ધર્મના નામે ચાલતી, અર્ધદગ્ધ, કબ્રસ્તાની, પીરાણા સતપંથ દશાવતાર કથાનો, જાહેર ખુલાસો

## ઈમામશાહ ઉર્ફે ઇમામુદ્દીન અબ્દુર રહીમ સૈય્યદ દ્વારા સ્થાપિત એક મુસલમાની પીરાણા સતપંથ ધર્મ પાળનાર અનુયાયીઓ અને તેમની સતપંથ સમાજ દ્વારા યોજાયેલ, કહેવાતી, દશાવતાર કથા ના ભ્રામક ઉપદેશોના કારણે લોકોમાં ફેલાયલી મુંજવણ, હિંદુઓની દુભાયેલ લાગણી, લોકોમાં ફેલાયેલ અશાંતિ અને કોમી ઝગડાઓની સંભાવનાને રોકવા તેમજ કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની હિંદુ ઓળખને થયેલ નુકસાનને રોકવા માટે કરવામાં આવેલ જાહેર ખુલાસો



**પ્રસંગ:** હાલમાં તા. ૧૮-૦૫-૨૦૧૬ થી ૨૪-૦૫-૨૦૧૬ સુધી, એમ કુલ ૭ દિવસ માટે, માંડવી તાલુકાના દુર્ગાપુર ગામના રૂપારેલ વાડીમાં એક કહેવાતા શ્રીમદ ભાગવત દશાવતાર કથાનું આયોજન પીરાણા સતપંથ ધર્મ પાળનાર સતપંથ સમાજના ભાઈઓ અને શ્રી દુર્ગાપુર સતપંથ સનાતન સમાજ દ્વારા કરવામાં આવેલ હતું.

**ખોટી રીતેહિંદુ રૂપ આપવામાં આવેલ:** આ આયોજનની આમંત્રણ પત્રિકામાં હિંદુ ધર્મના ચાર વેદોના નામો છાપેલ છે, અને તે નામોની સાથે ત્રણ વેદની નામો સાથે હિંદુ દેખાવ ધરાવતા હિંદુ ઋષિઓના નામો છપાયેલ છે. અને ચોથા વેદ એટલે કે અથર્વ વેદના નામની સામે ઈમામશાહ નું નામ છપાયેલ છે. સામાન્ય રીતે ગ્રંથોના નામોની સાથે તેના રચઈતાના નામો લખવામાં આવે છે. જેના કારણે એક મુસલમાન વ્યક્તિ જેનું નામ ઈમામશાહ છે, તે હિંદુ અથર્વવેદના રચઈતા હોય તેવો સંદેશો લોકોમાં આપવામાં આવેલ છે, અને તે પ્રમાણે કથાકાર દ્વારા સ્પષ્ટ કહેવામાં આવેલ છે.જયારે કે (૧) ઋગવેદના રચઇતા અગ્નીઋષિ (૨) યજુવેદના રચઇતા વાયુઋષિ (૩) સામવેદ –આદીત્યઋષિ (૪) અથર્વવેદના રચઇતા અંગીરાઋષિ ઓંએ રચેલા છે જે વૈદિક કાળથી ચાલતા આવે છે.

**પ્રસારણ:** આ સપ્તાહનું સીધું પ્રસારણ દિશા ટી.વી. પર કરવામાં આવેલ હતું. તેમજ ઈન્ટરનેટ ઉપર સતપંથની ધાર્મિક વેબ્સાઈટ જેમ કે satpanthjm.com અને nishklankinarayan.com પર પણ આ કાર્યક્રમ જોઈ શકાતો હતો.

**અથર્વવેદના રચેઈતા ઈમામશાહ– એકજુઠ્ઠાણું:** આ કાર્યક્રમમાં સતપંથના પ્રચારક અને કહેવાતા શ્રીમદ ભાગવત દશાવતાર કથાના મુખ્ય વક્તા શ્રી જનાર્ધન મહારાજ, ફેજપુર, મહારાષ્ટ્ર વાળા હતા. તેમણે તેમના વક્તવ્યમાં ધણી વખત અથર્વવેદના રચઈતા તરીકે ઈમામશાહનું નામ લીધું અને ઈમામશાહ દ્વારા આપવામાં આવેલ સંદેશાઓનો ખુબ પ્રચાર કર્યો.

**સતપંથને હિંદુ ધર્મનો ભાગ બતાવાની કોશિશ:** આ સંપૂર્ણ કાર્યક્રમનો બાહ્ય દેખાવ જેમાંપત્રિકાથી લઇને કાર્યક્રમમાં વપરાતી ભાષા અને અપાતા ઉપદેશો વગેરે હિંદુ ધાર્મિક કાર્યક્રમના અનુરૂપ હિંદુ દેખાવ અપનાવામાંઆવેલ હતો. કાર્યક્રમની આમંત્રણ પત્રિકામાં અમુક હિંદુ સાધુઓના નામો પણ છપાયેલ હતા અને તેવોની હાજરી પણ હતી. આના કારણે લોકોમાં એવો સંદેશો ગયો કે આ કાર્યક્રમ હિંદુ ધર્મનો જ છે. જે અમારા પ્રમાણે, સત્ય હકીકતથી જુદો છે.

**હિંદુ ધાર્મિક શાસ્ત્રો સાથે ચેડા અને હિંદુઓની લાગણી દુભાવાનું કામ:** આ કાર્યક્રમમાં હિંદુઓની લાગણી દુભાય એવા ઘણા બધા નિવેદનો કરવામાં આવ્યા. જેમ કી વેદોના રચેતાના જુઠ્ઠા નામો છાપવામાં આવ્યા. જ્યારે હકીકતમાં દરેક માણસ જાણે છે કે હિંદુ વેદોના રચઈતા ઋષિમુનીઓ છે હિંદુ શાસ્ત્રો પ્રમાણે અને વેદો આદિ અનાદી કાળથી ચાલતા આવ્યા છે. આ હકીકત સર્વ સામાન્ય જનતા જાણતી હોવા છતાં અથર્વ વેદના નામ સાથે ઈમામ શાહનું નામ રચેઈતા તરીકે જોડ્યું. જ્યારે એક બાજુ વેદો અનંત કાલથી ચાલતા આવ્યા છે અને બીજી બાજુ ઇસ્લામની સ્થાપનાને માત્ર લગભગ ૧૫૦૦ વર્ષ થયા હોય, તેમાં પણ ઈમામશાહને તો ફક્ત ૫૦૦ વર્ષ જેટલા થયા હોય, તો ઈમામ શાહ વેદોના રચઈતા હોય તેવું કહીજ ન શકાય. ઈતિહાસ જણાવે છે કે ઈમામ શાહનું પૂરું નામ ઇમામુદ્દીન અબ્દુર રહીમ સૈયદ છે, અને તેણે અસંખ્ય હિંદુઓનું ધર્મ પરિવર્તન કરી મુસલમાન બનાવ્યા છે. તેવું કરવા માટે તેને તેના દાદા, પીર સદ્દ્દીન, દ્વારા સ્થોપેલ એક મુસલમાન ધર્મ, જેનું નામ સતપંથ ધર્મ છે, તેનો ઉપયોગ કર્યો. આ ધર્મ એજ છે, કે જેનું પાલન કરી આજે પાટીદાર અને તે સિવાયની અન્ય હિંદુ જ્ઞાતિના ઘણા લોકો સતપંથ ધર્મ પાળીને મુસલમાન બની ગયા છે.

**ઇસ્લામ તરફ આકર્ષવા હિંદુ શાસ્ત્રો સાથે ચેડા:** સતપંથના સ્થાપકોએ હિંદુ ધાર્મિક શાસ્ત્રો સાથે ચેડા કરી તેને ભ્રષ્ટ કરી તેમાં છુપી રીતે ઇસ્લામી સંદેશ ભેળવી નાખ્યો. આવા પુસ્તકોમાં એવી ગોઠવણી કરવામાં આવી કે હિંદુ ધર્મના દેવો/ભગવાનો દ્વારાજ છુપી રીતે ઇસ્લામી મુલ્યોના ઉપદેશ આપવામાં આવ્યા. હિંદુ દેવોના નામોનાઉલ્લેખના કારણે હિંદુ પ્રજા આકર્ષિત થાય અને ત્યાર બાદ જ્યારે લોકોને કહેવામાં આવે કે તેમના જ હિંદુ દેવોના દ્વારા ઇસ્લામી મુલ્યોનો ઉપદેશ આપવામાં આવેલ છે ત્યારે એ લોકો આ છુપા ઇસ્લામી મુલ્યોને જલ્દીથી સ્વીકારી લે. મૂળ હિંદુ શાસ્ત્રોના આધારે બનાવેલ ભ્રષ્ટ ઇસ્લામી શાસ્ત્રોના નામોને તેના મૂળ હિંદુ શાસ્ત્રોના જ રાખ્યા. જેથી કરીને સામાન્ય હિંદુ લોકો તેના પર શંકા ન કરી શકે. સશોધન કરો જણાવે છે કે, આવી રીતે હિંદુ ઓળખ રાખીને ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવાની આ પદ્ધતિને ઇસ્લામમાં "તાકિયા" પદ્ધતિ કહેવામાં આવે છે. જેના કારણે હિંદુ દેખાવ વાળા ઇસ્લામને સ્વીકાર્ય કરવામાં આવે છે. આવી રીતે હિંદુ લોકોને સતપંથ તરફ આકર્ષીત કરીને ખુબ સૌમ્ય રીતે તેમનું ધીરે ધીરે ધર્મ પરિવર્તન કરાવ્યું હતું.આજે ભારત દેશના કાયદાઓ પ્રમાણે આ કાર્ય ગેરકાનૂની છે અને દંડને પાત્ર પણ છે.

**ભ્રષ્ટ કરેલ મુખ્ય શાસ્ત્રો:** સતપંથના પ્રચાર ખાતર ભ્રષ્ટ કરેલ હિંદુ ધાર્મિક ગ્રંથોમાં ૧) દશાવતાર અને ૨) અથર્વવેદ ના નામો મુખ્ય છે. અન્ય ઘણા ધાર્મિક ગ્રંથો જેવા કે નકલંકી ગીતા વગેરે પણ છે.

**સતપંથનું મૂળ અથર્વવેદ એટલે કુરાનના સંદેશાઓ:** ઈતિહાસકારો જણાવે છે કે ઈમામશાહ અને સતપંથના સ્થાપકો દ્વારા કુરાનના સંદેશા ઓનું સંકલન કરી તેને સાચો અથર્વવેદનો અર્થ છે તેવું બતાવેલ છે. તે માટે અથર્વવેદના મંત્રોનો ખોટી રીતે અર્થઘટન કરી એમ પ્રચાર કરવામાં આવ્યો કે અથર્વવેદમાં મૃત શરીરને દફ્નાવાનું કહેવામાં આવ્યું છે, એમ કહીને સતપંથી લોકોને ઇસ્લામી દફન વિધિ અને રીત રીવાજો પાળતા કરી દેવામાં આવેલ છે. આ અંગે ઉપર જણાવેલ કાર્યક્રમમાં પણ ખુબ પ્રચાર કરવામાં આવેલ છે. જ્યારે હિંદુ ધર્મના સાચા શાસ્ત્રો અને વેદો પ્રમાણે,મૃત શરીરની અંતિમ ક્રિયાનો ઉલ્લેખ અથર્વવેદ માં ક્યાય નથી, તેનો ઉલ્લેખ યજુર્વેદના ૩૯માં અધ્યાય જેનું નામ છે અંત્યેષ્ટિ કર્મ, તેમાંકરવામાં આવેલ છે.

**શ્રીમદ દશાવતારને ભ્રષ્ટ કરી ઇસ્લામી કારણ (કલ્કી –નિષ્કલંકીનો ભેદ):** અહીં છણાવટ કરવી જરૂરી છે જે કહેવાતા શ્રીમદ ભાગવત દશાવતાર ગ્રંથની કથા કરવામાં આવેલ હતી, તે પણ ઈમામશાહ દ્વારા ભ્રષ્ટ કરેલ ભાગવત દશાવતારના ગ્રંથ આધારે જહતી. હિંદુઓને સતપંથ તરફ આકર્ષવા મૂળ હિંદુ દશાવતાર કથામાં જણાવેલ ભગવાન વિષ્ણુના દસ અવતારોને લઇને, તેમાં જણાવેલ દરેક અવતારોમાં ઇસ્લામી સંદેશ આપવામાં આવ્યો છે. હિંદુઓ પોતાના ધર્મ પ્રત્યે આસ્થા અને ગૌરવ ખંડિત થાય અથવા તેમના મનમાં શંકા ઉભી થાય તેવા પ્રયાસો ઘણી જગ્યાએ આ ગ્રંથમાં કરવામાં આવેલ છે.સહુથી વધારે ભ્રષ્ટ કરેલ અવતારોમાં કૃષ્ણ અવતાર, બુધ અવતાર અને કલ્કી અવતાર છે. સંક્ષિપ્તમાં જાણકારી આપી એતો સાચા હિંદુ દશાવતાર પ્રમાણે ભગવાન વિષ્ણુનો દસમો અવતાર જેનું નામ છે "કલ્કી" અવતાર, તેવા કલ્કી અવતારને ભ્રષ્ટ કરીને તેને "નિષ્કલંકી" અવતાર બતાવામાં આવેલ છે. આ નિષ્કલંકી અવતારમાં બીજું કોઈ નહિ પણ મુહંમદ પૈગંબરના જમાઈ અને શિયા ઈસ્લામ ધર્મના સર્વોચ્ચ દૈવી વ્યક્તિ "હજરત અલી તાલિબ" છે, તેવું બતાવામાં આવેલ છે.



અનુસંધાન પાના નં.૯ ➡

જીવન માં ક્યારેય બધા પાસે થી એક સરખી અપેક્ષા ના રાખવી જોઈએ કેમ કે બધા એક સરખા હોતા નથી .






**"હજરત અલી તાલિબ" એજ નિષ્કલંકી નારાયણ અવતાર:** સરકારી ગેઝેટિયર જણાવે છે કે ભારતમાં હજરત અલી ને સ્વીકાર્ય બનાવા માટે હજરત અલી તાલિબનું ભારતીય / હિંદુ નામ "નિષ્કલંકી નારાયણ" તરીકે રાખવામાં આવ્યું. માટે આ દશાવતાર માં રામ, કૃષ્ણ જેવા હિંદુ દેવોનો આધાર લઇને છેલ્લે શિયા ઇસ્લામના હજરત અલીને સાચા ભગવાન બતાવામાં આવે છે અને માત્ર તેનીજ પૂજા (બીજા દેવોને માત્ર નમસ્કાર) કરવાનું કહીને છુપી રીતે લોકોને ઇસ્લામ ધર્મ તરફ વાળવાના પ્રયાસો કરવામાં આવે છે. સતપંથ ના સ્થાપકો દ્વારા તૈયાર કરેલ પધ્ધતિનો ઉપયોગ કરીને આજે પણ હાલના સતપંથ ના સાધુઓ તેમજ ધર્મ પ્રચારકો દ્વારા લોકોનું ધર્મ પરિવર્તન કરાવવાનું કામ ચાલી રહ્યું છે. આ મૂળભૂત હિંદુ લોકોને ગુમરાહ કરવાનું ષડયંત્ર છે, જેને અમો સખત શબ્દોમાં વખોડી કાઢીએ છીએ.



**ઈમામ શાહ ની દરગાહ પીરાણામાં:** ઈમામશાહની દરગાહ, જ્યાં તેમને કબ્રસ્થાન માં દફનાવેલ છે, તે જગ્યા અમદાવાદ નજીક પીરાણા ગામમાં આવેલ છે.પીરાણા સતપંથી ઓની માત્ર સંસ્થા "ધી ઈમામ શાહ બાવારોઝા સંસ્થાન કમિટી ટ્રસ્ટ" રજી E-૭૩૮, આ દરગાહની દેખરેખ કરીરહી છે.આ સંસ્થા માં આજે પણ ઈમામશાહ ના વંશજો માંના ત્રણ સૈય્યદો ટ્રસ્ટી તરીકે છે અને બાકીના ૮ વ્યક્તિ કડવા પાટીદાર જ્ઞાતિના છે. ઈમામ શાહે તેમના જીવન કાળ દરમ્યાન ક્યારે પણ હિંદુ ધર્મ પાળ્યો નહિ. આજે પણ તેમના વંશજો છે, જેઓ આજે પણ મુસ્લિમ ધર્મ પાળી રહ્યા છે. ઈમામશાહની કબરની બાજુના એક હોલમાં દીવાલો અને છત પર હિંદુ દેવોના ચિત્રો દોરેલા દેખાશે. આ ચિત્રો જોઈને સામાન્ય માણસને લાગશે કે આ જગ્યા હિંદુ ધાર્મિક જગ્યા છે. પણ પીરાણાના તે સમયના ગાદીપતિ શ્રી કરસન કાકાની સામે જ્યારે આ મુદ્દે કોર્ટ કેસ થયો, ત્યારે વર્ષ ૧૯૯૮માં તેમણે કોર્ટમાં જણાવ્યું કે હિંદુદેવોના આ માત્રશોભાના જ છે, તેમની પૂજા કરવા માટે નથી. આપણ દર્શાવે છે હિંદુ દેવોનો દુરુપયોગ માત્ર હિંદુઓને આકર્ષવા માટે જ કરવામાં આવે છે, હિંદુ દેવોમાં તેમની કોઈ ખરી શ્રદ્ધા નથી.

**સરકારીગેઝેટીયર / મહાવિદ્યાલયો / ઈતિહાસકારો / સંશોધનકારો / શંકરાચાર્યો / અખાડાઓ:** આ અંગે, સરકારી ગેઝેટિયરો, દેશની મહાવિદ્યાલયો જેવી કે ગુજરાત યુનીવર્સીટી, બરોડા યુનીવર્સીટી, પાટણ યુનીવર્સીટી, વિદેશી યુનીવર્સીટી ઓ જેવી કે લંડનની ઓક્ષફોર્ડ યુનીવર્સીટી, કેમ્બ્રિજ યુનીવર્સીટી, અમેરિકાની હાર્વર્ડ યુનીવર્સીટી, કેનેડા ની મેક-ગ્રીલ યુનીવર્સીટી વગેરે, સુવિખ્યાત દેશી અને અંતરરાષ્ટ્રીય સંશોધનકારો, ઈતિહાસકારો, હિંદુ ધર્મના ચારે મૂળ પીઠોના શંકરચાર્યો જેમ કે શૃંગેરી, જગન્નાથ પૂરી, દ્વારકા અને બદ્રીનાથ ના શંકારચાર્યોના પ્રમાણ પત્રો, પંચદશ નામ જુના અખાડા, ભારત સાધુ સમાજ ના પ્રમાણ પત્રો વગેરે વગેરે અસંખ્ય દસ્તાવેજી પુરાવાઓ છે. વધુમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો ઈતિહાસ પણ આ અંગે સંપૂર્ણ જાણકારી આપે છે. કારણ કે ઈમામશાહ ના અનુયાયી ઓનો અમુક વર્ગ કડવા પાટીદાર જ્ઞાતિનો છે. આ અંગે સંપૂર્ણ જાણકારી ઈન્ટરનેટ પર કોઈ પણ મેળવી શકે તેમ છે.

**કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક સુધારો:** ઈમામશાહ ની હિંદુઓને ભોળવીને ઇસ્લામમાં આકર્ષિત કરવાની રણનીતિ જ્યારે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનો ને થઇ ત્યારે સતપંથ ધર્મ સાથે છેડો ફાડીને આજથી લગભગ ૮૦ વર્ષ પહેલા સનાતન હિંદુ ધર્મ પાળનાર લોકોનો સમાજ ઉભો થયો અને કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની સ્થપના કરવામાં આવી. વર્ષો સુધી તેમના પર ખોટી સતપંથી તરીકેની છાપ પડેલ હતી તેને ભૂસવા માટે આ સમાજે વાંઢાય ખાતે કડવા પાટીદારના કુળદેવી ઉમિયા માતાજીના મંદિરની સ્થપના કરી. સંત ઓધવરામજી મહારાજે આ ઉમિયા માતાજી મંદિરની સ્થપાન માત્ર ને માત્ર સતપંથ પીરાણા માંથી જ્ઞાતિને છોડાવા માટે કરાવી.પીરાણા સતપંથ માંથી છુટા પડ્યા બાદ સમસ્ત હિંદુ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિસ્તરે, સમસ્ત કચ્છમાં,આ પહેલું ધાર્મિક કેન્દ્ર હતું. અમુક ગામોમાં ગ્રામ સ્તરે ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરો હતા, પણ જ્ઞાતિ સ્તરે આ પહેલું કેન્દ્ર હતું. સનાતન ધર્મનું કેન્દ્ર સ્થાન હોવું જોઈએ એવી જરૂરીયાત જણાતા સંત ઓધવરામ મહારાજની પ્રેરણાથી તે વખતના શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના પ્રમુખ અને પ્રચારક શ્રી રતનશી ખીમજી ખેતાણી તેમજ અન્ય સામાજિક આગેવાનો ની આગેવાની હેઠળ, સાબરકાંઠા ના ભાઈ ઓના સુચન થી ઉમિયા માતાજી ના મંદિર રૂપે વાંઢાય ખાતે ઉભું કરવામાં આવ્યું. તેવીજ રીતે ગામો ગામ લક્ષ્મીનારાયણ મંદિરો ઉભા કરવામાં આવ્યા. આવા પ્રયત્નોને લઇને જ્ઞાતિમાં સનાતની ઓની સંખ્યા ૮૫% થી ૯૦% જેટલી થઇ ગઈ. હાલમાં થોડાજ વર્ષો પહેલા દેશલપર વાંઢાય ખાતે ભગવાન લક્ષ્મીનારાયણ મંદિરો નું કેન્દ્રસ્થાન ઉભું કરવામાં આવેલ છે.આવી રીતે મહા મહેનત બાદ, ઘાણા વર્ષો પછી, ઈમામશાહથી પહેલાની જે હિંદુ તરીકેની ભૂંસાઈ ગયેલ સાચી ઓળખ ફરી પ્રાપ્ત થઇ. હવે આ પૂર્વ ભૂમિકાને ધ્યાનમાં રાખીને આગળ વધીએ.

**સતપંથને સાચી "આર્ય વૈદિક હિંદુ સનાતન પરંપરા" બતાવવાનું ષડ્યંત્ર:** દુર્ગાપુર માં કહેવાતા શ્રીમદ ભાગવત દશાવતાર ની કથાના કાર્યક્રમમાં આવા ભ્રષ્ટ કરેલ દશાવતારની કથાનું આયોજન કરેલ હતું અને ભ્રષ્ટ કરેલ અથર્વવેદનો પ્રચાર કરવામાં આવેલ હતો.વક્તાઓ તરફથી ખાસ કરીને મુખ્ય વક્તા તરફથી વારે ઘડીએ એવું કહેવામાં આવતું હતું કે સતપંથ પરંપરા એ "મૂળ આર્ય વૈદિક હિંદુ સનાતન પરંપરા" છે અને ઈમામશાહે હિંદુ ધર્મનો પ્રચાર કરેલ છે, તેવી ભ્રમિત વાતો કરવામાં આવતી હતી. તે કાર્યક્રમ માં એવું પણ કહેવામાં આવ્યું કે ઈમામશાહે બતાવેલ જે ધર્મ છે એજ સાચો હિંદુ ધર્મ છે. અને ઈમામ શાહેજસાચી"આર્ય વૈદિક હિંદુ સનાતન પરંપરા" બતાવેલછે.

**ભ્રમિત પ્રચાર ના પરિણામો:** આવા ભ્રમિત પ્રચારના કારણે હિંદુ સમાજમાં મુંજવણ ઉભી થઇ છે. ઘણા વર્ષોની મહા મહેનત અને અસંખ્ય બલિદાનો આપ્યા બાદ સમ્રગ હિંદુ સમાજ સાચાહિંદુ તરીકેની ઓળખ આવા કાર્યક્રમના કારણે નુકસાન થયું છે. તેવીજ રીતે વાત માત્ર મુંજવણ પુરતી નથી પરંતુ આવા કાર્યક્રમ દ્વારા હિંદુ સમાજની ધાર્મિક લાગણી દુભાવાનો પ્રયત્ન થયો છે. અને જાહેર જનતામાં અશાંતિ નિર્મિત થઇ છે. તેમજ લોકો માં વર્ગ વિગ્રહ ઉભા થવાની સંભાવના પણ છે.

**સમાજ માં શાંતિ અને એકતા જળવાય તે માટે જાહેર ખુલાસો:** લોકોમાં મુંજવણ દુર થાય, તેમની લાગણી ન દુભાય અને દેશ/સમાજ માં શાંતિ જળવાય, એકતા કાયમ રહે, ભાઈચારો વધે, સમ્રગ હિંદુ સનાતન સમાજની હિંદુ ઓળખને નુકસાન ન થાય અને સમાજ વ્યવસ્થા ન ખોરવાય તે માટે અહીં જાહેર ખુલાસો કરવામાં આવે છે કે...

**જાહેર ખુલાસો:** તમામ હકીકતો, દસ્તાવેજો અને સતપંથના ઈતિહાસને ધ્યાનમાં લેતા એવો ખુલાસો કરવામાં આવે છે કે આ સમાજ સતપંથ ધર્મને મુસ્લિમ ધર્મનો ભાગ માને છે તેમજ સતપંથ ધર્મને હિંદુ ધર્મનો ભાગ ગણતી નથી. તેમજ જે સતપંથના દશાવતાર તેમજ અથર્વવેદ વગેરેનો પ્રચાર ઉપર જણાવેલ કાર્યક્રમમાં કરવામાં આવેલ છે, તે ગ્રંથો હિંદુ ધર્મના નથી તેવું સ્પષ્ટ પણે આ સમાજ માને છે. તે પ્રમાણે એ ગ્રંથોના અમુક સંદેશાઓ ભલે હિંદુ ધર્મના સંદેશાઓ સાથે સુસંગત હોય, પણ તેમના આખરી અને મૂળ સંદેશાઓ લોકોને હિંદુ ધર્મથી વિમુખ કરતા છે, તેવું સ્પષ્ટ રીતે આ સમાજ માને છે. આ જાહેર ખુલાસાથી કોઈ પણ ધર્મ કે વર્ગની ટીકા કરવાનો આ સમાજનો કોઈ આશય નથી.

**વિનંતી:** માટે જાહેર જનતાને વિનંતી છે કે કોઈ પણ ભ્રામક દુષ્પ્રચાર ના શિકાર ન બને અને હિંદુ ધર્મના મૂળ મુલ્યો અને આદર્શો પર શંકા ન કરે. હિંદુ ધર્મના મૂળ શંકરાચાર્યો અને અન્ય સાચા હિંદુ સાધુઓ દ્વારા આપવામાં આવતા હિંદુ ધર્મ ઉપદેશોનું પાલન કરવા દરેક હિંદુ વ્યક્તિને આ સમાજ ભલામણ કરે છે. હિંદુ ધર્મના સાધુ સંતોને આ સતપંથ ના અભિયાન થી ભક્તોને જાગૃત રાખવા અનુરોધ કરે છે.



**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા**

**શ્રી ઉમિયા માતાજી મંદિર,વાંઢાય**

**શ્રી અખિલ ભારતીય લક્ષ્મિનારાયણ સનાતન સમાજ, દેશલપરવાંઢાય**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ, નખત્રાણા**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલાસંઘ, નખત્રાણા**

જાXખ

તા. 17-Jul-2016

## સનાતન ધર્મ પત્રિકાના તા. ૧૧-૦૬-૨૦૧૬ વાળા અંક ના પાના ક્ર ૮ અમે ૯ માં છપાયેલ ખુલાસોના જાણવા જેવા મુખ્ય મુદ્દાઓ

ખાસ નોંધ: આ જાહેર ખુલાસો આપણી સનાતની હિંદુ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની મુખ્ય ત્રણ સંસ્થાઓ એટલે કે...

૧) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
૨) ઉમિયા માતાજી મંદિર, વાંઢાય
૩) શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ, દેશલપર

... એ આપેલ છે. જેણે આપણી યુવાઓ અને માત્રુ શક્તિઓએ પણ સમર્થન કરેલ છે.

૧) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ
૨) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલાસંઘ

માટે આ ખુલાસો ખુબ મહત્વનો છે જેણે સર્વે ધ્યાનમાં લેવો જરૂરી છે.

# હિંદુ ધર્મના નામે ચાલતી, અર્ધદગ્ધ, કબ્રસ્તાની, પીરાણા સતપંથ દશાવતાર કથાનો, જાહેર ખુલાસો

ઈમામશાહ ઉર્ફે ઇમામુદ્દીન અબ્દુર રહીમ સૈય્યદ દ્વારા સ્થાપિત એક મુસલમાની પીરાણા સતપંથ ધર્મ પાળનાર અનુયાયીઓ અને તેમની સતપંથ સમાજ દ્વારા યોજાયેલ, કહેવાતી, દશાવતાર કથાના ભ્રામક ઉપદેશોના કારણે લોકોમાં ફેલાયલી મુંજવણ, હિંદુઓની દુભાયેલ લાગણી, લોકોમાં ફેલાયેલ અશાંતિ અને કોમી ઝગડાઓની સંભાવનાને રોકવા તેમજ કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની હિંદુ ઓળખને થયેલ નુકસાનને રોકવા માટે કરવામાં આવેલ જાહેર ખુલાસો

આ ખુલાસામાં મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે હતા:

1) અથર્વવેદના રચઈતા તરીકે ઈમામશાહનું નામ લીધું. અને ઈમામ શાહ દ્વારા આપવામાં આવેલ સંદેશાઓનો ખુબ પ્રચાર કર્યો.

2) ઇસ્લામ તરફ આકર્ષવા હિંદુ શાસ્ત્રો સાથે ચેડા - **આવા પુસ્તકોમાં એવી ગોઠવણી કરવામાં આવી કે હિંદુ ધર્મના દેવો/ભાગવાનો દ્વારા જ છુપી રીતે ઇસ્લામી મુલ્યોનો ઉપદેશ આપવામાં આવ્યા. હિંદુ દેવોના નામોના ઉલ્લેખના કારણે હિંદુ પ્રજા આકર્ષિત થાય અને ત્યાર બાદ જ્યારે લોકોને કહેવામાં આવે કે તેમના જ હિંદુ દેવોના દ્વારા ઇસ્લામી મુલ્યોનો ઉપદેશ આપવામાં આવેલ છે ત્યારે એ લોકો આ છુપા ઇસ્લામી મુલ્યોને જલ્દીથી સ્વીકારી લે.**

3) સતપંથનું મૂળ અથર્વવેદ એટલે કુરાનના સંદેશાઓ - તે માટે અથર્વવેદના મંત્રોનો ખોટી રીતે અર્થઘટન કરી એમ પ્રચાર કરવામાં આવ્યો કે અથર્વવેદમાં મૃત શરીરને દફ્નાવાનું કહેવામાં આવ્યું છે, એમ કહીને સતપંથી લોકોને ઇસ્લામી દફન વિધિ અને રીત રીવાજો પાળતા કરી દેવામાં આવેલ છે.

4) શ્રીમદ દશાવતારને ભ્રષ્ટ કરી ઇસ્લામી કારણ (કલ્કી – નિષ્કલંકીનો ભેદ) - હિંદુઓ પોતાના ધર્મ પ્રત્યે અસ્થા અને ગૌરવ ખંડિત થાય અથવા તેમના મનમાં શંકા ઉભી થાય તેવા પ્રયાસો ઘણી જગ્યાએ આ ગ્રંથમાં કરવામાં આવેલ છે. કલ્કી અવતારને ભ્રષ્ટ કરીને તેને “નિષ્કલંકી” અવતાર બતાવામાં આવેલ છે. આ નિષ્કલંકી અવતારમાં બીજું કોઈ નહિ પણ મુહંમદ પૈગંબરના જમાઈ અને શિયા ઈસ્માલ ધર્મના સર્વોચ્ચ દૈવી વ્યક્તિ “હજરત અલી તાલિબ” છે, તેવું બતાવામાં આવેલ છે.

5) “હજરત અલી તાલિબ” એજ નિષ્કલંકી નારાયણ અવતાર

6) કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક સુધારો - ઈમામ શાહની હિંદુઓને ભોળવીને ઇસ્લામમાં આકર્ષિત કરવાની રણનીતિ જ્યારે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનોને થઇ ત્યારે સતપંથ ધર્મ સાથે છેડો ફાડીને આજથી લગભગ ૮૦ વર્ષ પહેલા સનાતન હિંદુ ધર્મ પાળનાર લોકોનો સમાજ ઉભો થયો અને કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની સ્થપના કરવામાં આવી.

7) વર્ષો સુધી તેમના પર મોમના મુસલમાન તરીકેની જે છાપ પડેલ હતી, તેને ભૂસવા માટે આ સમાજે વાંઢાય ખાતે કડવા પાટીદારના કુળદેવી ઉમિયા માતાજીના મંદિરની સ્થપના કરી. સંત ઓધવરામજી મહારાજે આ ઉમિયા માતાજી મંદિરની સ્થપાન માત્ર ને માત્ર સતપંથ પીરાણામાંથી જ્ઞાતિને છોડાવા માટે કરાવી. પીરાણા સતપંથમાંથી છુટા પડ્યા બાદ સમસ્ત હિંદુ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સ્તરે, સમસ્ત કચ્છમાં, આ પહેલું ધાર્મિક કેન્દ્ર હતું. અમુક ગામોમાં ગ્રામ સ્તરે ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરો હતા, પણ જ્ઞાતિ સ્તરે આ પહેલું કેન્દ્ર હતું.

8) સતપંથને સાચા “આર્ય વૈદિક હિંદુ સનાતન પરંપરા” બતાવવાનું ષડ્યંત્ર

૭) ભ્રમિત પ્રચારના પરિણામો - આવા ભ્રમિત પ્રચારના કારણે હિંદુ સમાજમાં મુંજવણ ઉભી થઇ છે. ઘણા વર્ષોની મહા મહેનત અને અસંખ્ય બલિદાનો આપ્યા બાદ આમારી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની સાચા હિંદુ તરીકેની ઓળખ આવા કાર્યક્રમના કારણે નુકસાન થયું છે. તેવીજ રીતે વાત માત્ર મુંજવણ પુરતી નથી પરંતુ આવા કાર્યક્રમ દ્વારા હિંદુ સમાજની ધાર્મિક લાગણી દુભાવાનો પ્રયત્ન થયો છે. તેમજ લોકોમાં વર્ગ વિગ્રહ ઉભા થવાની સંભાવના પણ છે.

**સારાંશ:** ટૂંકમાં જોઈએ તો આ જણાશે કે સતપંથના સાધુઓ, પ્રચારકો અને આગેવાનો એમ-ખેમ જુઠ્ઠાણાના દમ પર, લોકોની શ્રદ્ધા સાથે રમત રમીને તેમને ભોળવીને સતપંથ હિંદુ ધર્મ છે તેવું કહીને, પોતાના વાડામાં પકડી રાખે છે. જયારે સચ્ચાઈ એમ છે કે સત્પંથ એક મુસલમાન ધર્મ છે. માટે કડવા પાટીદાર ભાઈઓને કોઈ છેતરતા હોય ત્યારે આપણી સૌની પવિત્ર ફરજ બને છે કે લોકોને સચ્ચાઈ થી વાકેફ કરીએ.

લી.

રીયલ પાટીદાર

**સંપૂર્ણ ખુલાસો આહીં નીચે જોડેલ છે.**